૨૦૨૧૫

શુણો શુણો શુણો શુણો સજનો સહુ,
હરણ રૂક્ષમણિજ તણુ મીઠડુ બહુ, શુણો ૧
વૈદ્રભ દેશ માહીં, કુંદન પુરનોજ રાય,
ભલો ભિષ્મક નામથાતે ભુપતી ભણાય શુણો ૨
પુત્રી તેની રૂક્ષમણિ થઇ લાયક લગ્ન કાળ,
વરાવવા વિચારયું કૃષ્ણ સંગે તે ભુપાલ શુણો ૩
રૂક્ષ્મૈયાને આ વિચાર ગમ્યો નહીં લગાર,
શીશુપાલને દેવા વધ્યો તેણીવાર, શુણો ૪
સ્વામી સુતની લડાઇ સુણી શાણીનાર,
કંથને કહે કયમ લડોછો થાયજ થાનાર શુણો ૫
રાણી કેહેણ શુણીરાયે તજી દીધી જક્ક,
રૂક્ષ્મૈયે શીશુ પાલને શ્રી ફલ દઇ દીધો હક શુણો ૬
તયારી ત્યાં લગ્ન તણી કીધી મલી સર્વે,
શીશુપાલ સ્નેહી સહીત આવ્યો ધરી ગર્વ, શુણો ૭
રૂક્ષમણિ શ્રી કૃષ્ણ માટે પુજતી ગોર માત,
શીશુપાલથી લગ્ન શુણી મન થયું ઊતપાત શુણો ૮
ઊદાસીથી મુરછા પામી રૂક્ષ્મણિ બાઇ,
દાશી કાલાવાલા કરી ઉડાડે હાથ સાઇ શુણો ૯
કૃષ્ણતને હરી જશે શીશુપાલ થશે ઉદાસ,
આર્ય ગુજર વર્ણ કરે ઉપજાવે સૌને.હાસ શુણો ૧૦

## ( ૧ ) બારાહી બરેદ એ રાહ.

**રૂક્ષ્મણિનો બાપ**—સાંભલ કહુછુ વાત પ્યારી,
કરવુંછે કામ વિચારી,

કુંવરી જોતા મોટી થઇ, હવે વર જોવોછે સહી,
જાદવ કુલમાંથી વર જોવો, મલે નહી બીજો
કોઇ એવો;
વેગે ત્યાં તો વિપ્રને મેલો, દિવસ ત્રણમાં એને તેડો.

**રૂક્ષમઈયો**—પીતાજી એમ શું બોલો, વાત એ મુખથી
મેલો,
કૃષ્ણ તો નામ છે એનુ, ગૌચર કામ છે જેનું;
કપટથી છે ભરેલો એ, વિશ્વાસ ઘાતી કહાયે જે છે,
માટે લાંબો કરો વિચાર, રૂડો વર જોવો છે નિરધાર
બેનછે આપાણી સારી, વાતજો માનસો મારી;
રાજા શીશુપાલ જે કહીયે, હવે તેને કુંવરી દઇયે

(પડદો પડેછે)

રાજા શીશુપાલ આવે છે તેને રૂક્ષમૈયો કહે છે)

**રાગ (ઈંદર સભા.)**

**રૂક્ષમઈયો**—આવો, આવો, આવો ઊતર દેશના.
રાજન,
કુટંબ બધુ વાટ જુવે મલવા કરી મન,
હવેલી હેમ રત્નની ઊતારાને કાજ
જાની વાસો ત્યાં થશે સાથે સૌ સમાજ,

**શીશુપાલ**—ખુશી ખુશી ખુશી થયાં દરશન આ
ઠાર,
કહેજો તમારા તાતને કેમ ભુલીશ હું આભાર
(એમ કહી ચાલી જાય છે)

(પદદો ખેંચાય છે.)

**રૂક્ષમણિ**—અરેરે બેની આજે, જીવ મારો ગભરાય,
કેમ કરી શાંત રહું, મુજથી નવ ખમાય;

માત પીતા બંધુ મલી, કરયો છે વિચાર
પગણાવશેજ મુને, રાજા શાશુપાલ,
આવ્યો છે આજ અંહી જઇ જુઓને બહાર,
જોતા મુને બીક લાગે, શેનાનો નહી પાર.
(એમ કરી શુઇ જાય છે ત્યાં દાશી પેલી આવેછે)

**દાશી પેલી**—ઉઠો ઉઠો ઉઠો બેની, લગાડો નહી વાર,
લગન તાણી સામગ્રી થઇ છે તૈયાર;
ઉઠો ઉઠો બેનાં ધરો બહુ ઉમંગ,
લગન તમારાંજ થશે શીશુપાલની સંગ
(એટલે રૂક્ષ્મણિ ઊઠે છે ને બીજી દાશી આવે છે)

**સખુરરે સખુર તું પકડ ગુલજાર એ રાહ**

**દાશી બીજી**—સાભલ કહું છું રે બેની, જોયુ જે કાંઇ વીગત તેની,
જોયો આજે તારો ભરથાર, લશકર જેનુ છે અપરમપાર;
કઇકના મોટો છે રે કાન, કઇકના મોટા નાકને કાન;
ઘડી છે તુને પરમેશ્વરે એક, રખડતા હશે એના જેવા અનેક,
ભરથાર નથી તુને તારો લાયક, જોઇએ તુને સાક્ષાત વિશ્વપાલેક;
(રૂક્ષ્મણિ દાશીને બ્રાહમણને તેડવા મોકલે છે)

**રાગ ઈદર સભા**

**રૂક્ષ્મણિ**—અફશોસ કરે આ ઘડી, બને ન બીજી વાત;
ઉપાય બતાવુ જ તુને બેસ મારી પાસ
જલદી જા તું દાસી મારી બ્રાહમણ લાવ એક;

પત્ર લખીએ પ્રીતમજીને, કરીને વીવેક,
(દાશી જાયછે)
(રૂક્ષ્મણિ કાગલ લખેછે)

રાગ કલીગંડા.

**રૂક્ષ્મણી**—સજન મારા સ્વામીરે થાજો સહાયરે
સજન ૧
ત્રણ દિવશમાં લગન આવ્યાછે, તે તો જાણોછો
અંતર જામીરે; સજન ૨
રાજા શીશુપાલ પરણશે મુને, લાજ જાશે તમારી
કામીરે સજન ૩
હેત ધરીને લખું છુ તમસું, પ્રીતદ્રઢ મારી જામીરે
સજન ૪
કાગલ વાંચી તરતજ પ્યારા, આવજો ગરૂડપલાણી,
સજન ૫
વીનંતી આપની દાશી કરેછે, સાક્ષાત શીશ બહુ નામીરે.
સજન ૬

(એમ કરી રૂક્ષ્મણી કાગલ આપેછે)

**રાગ ઈંદર સભા.**

**રૂક્ષ્મણી**—લેઓ આ કાગલ કૃષ્ણને, દવારકાજઇ
આપી દો
મારી ગતી જોઇ તેવી, એવો હેવાલ કહો-
(પછી બ્રાહ્મણ જાયછે)
(પડદો પડેછે)

દ્વારકામાં કૃષ્ણની રાજ સભામાં બ્રાહ્મણ
આવે છે ને કહે છે

**બ્રાહ્મણ**—નગર કુંદન પુરથી આવ્યો આણે ઠાર

પત્ર લઇને ચાલ્યો ત્યાંથી નથી કરી વાર
સીઓ તમે સંભાલીને લખી આપો પોંહુચ
વાટ જુવે રૂક્ષમણી ને કરે મનમાં સોચ,
**કૃષ્ણ**—પત્ર જે છે પ્રેમદાનો આપો મારે હાથ,
વાંચી ફરી વિચારીને દાબુ છાતી સાથ,
(પછી કાગલ વાંચીને કહેછે)
**કૃષ્ણ**—બેસી રહી પ્રાણ પ્યારી રાખી મારી આશ
દુઃખ હરૂં આ ઘડી હું નહી કરૂં નીરાશ,
નારદ મુને કહ્યું હતું તેનો જાણુ સાર,
રૂપ વંતી રૂક્ષમણી નો મારા ઉપર પ્યાર,
સાદ કરો સારથી વેમાન કરો તૈયાર,
સંકટમા પડી સુંદરીની વેલી કરવા વાહાર,
નહિતો શીશુપાલ રખે પરણે તેની સાથ,
વાટ જોઇ મારે પછે કરશે આપધાત,
( એમ બોલી બ્રાહ્મણને કહેછે. )

## રાગ હોરી

**કૃષ્ણ**—ચાલો નહીં વાર લગાડો લગાડો લગાડો
મહરાજ તમે ચાલો મુજ સાથે,કુદન પુરવેલા
જઇએ, ૧
અબલા બીચારી નીરાશ થઇછે, થઇછે બીચારી,
નારી દુઃખ સોસથી હશે ભારી- ચાલો ૨
દમ ઘોશ સુત શીશુપાલજ રાજા,. આવ્યો વરવાને કાજે
અપમાન આપી વીદાય કરીશું, ધક્કા મારી-
તેને થાશે અપમાન ભારી, ચાલો ૩
**બલભદ્ર**—આજ કહાં ગયાં કૃષ્ણ જીવન,
જાદવજી એક ઘડીમાં અલોપ થયાછે, આજ ૧

માત તાતની રજાન લીધી, જલદી જાવા કરયું મન,
અમે બેસી આહીં શું કરીએ, સુનુ દીશે ભુવન. જાદવ
આપણે સમાજ સૌ સાથે લઈને, શોધીએ વનોવન-
રખે રૂક્ષ્મણી કાજ ગયાં હોય, સાંભલ તું ઊગ્રસેન.
જાદવજી

**રૂક્ષ્મણી**—અબલા હું એકલ બેઠી કરૂં વિચાર:
ક્રષ્ણ ક્યારે આવશે, કરવા ને મારી વાર
પત્ર મોકલ્યો પ્રીતથી પ્રીતમજીની પાસ;
ક્રષ્ણું રખે ન આવે, કરે મન નીરાશ,
વ્રધ વિપ્ર મોકલ્યો, પત્ર દઈને હાથ,
કહ્યું હતું કંથજીને, લાવજે તું સાથ,
લગન દિવસ આવ્યો, ચોરી કરી તૈયાર,
આપઘાત હું કરૂં જો નહી મલે ભરથાર,
શીશુપાલની સંગમા, હું નહી રહું લગાર
શોશ ફીકરમાં પડી; હું થઈ ગઈ બેજાર.
**બ્રાહમણ**—વધામણી, વધામણી, વધામણી આ વાર
ક્રષ્ણ અંહી આવી પોંચ્યા, ઉતરયા છે બહાર,
રાજ વાડી નામ જેનુ, માતાજીની પાસ
દુવારકાના નાથ આવ્યા, પુરવાને આશ,
**રૂક્ષ્મણી**—રાજી, રાજી, રાજી હું બહુ થઈ આવાર
આલે, આલે, આલે મારો નવસરો હાર
**રૂક્ષ્મણી** મારા પીતાને જઈ કહો આજ, જાવું
માતાના મંદીર સાંજ
બરદ નાનપણનુ છે મારે, પીતા વીના કોણ ભાર ઊતારે
માટે આજ્ઞા આપોરે અમને, તેમાં ઝાઝું શું કહેવું તમને
**દાશી**-શુણો સુંદરી કહું છું વાત, લવી આજ્ઞાને
સઉ સાથ

ચાલો હવે આપણે પરવરીએ, જઈને માતાના દરશન કરીએ

**રૂક્ષ્મણી** માતાજી મને મેહેર કરજોરે, હું તો દાશીછું તમારીરે

તારા શરણાથી પરસન થાજો, મને ક્રષ્ણ મલજોરે;
ચીંતાતુર થઈને દિવસ ગુજારયા, સંકટ હવે દુર કરજોરે

**રૂકમૈયો**—લડાઈમાં ચાલો લડાઈમાં ચાલો
ડોદો મારો પછાડોને, ક્રષ્ણને ઝાલો
હથીઆરતો લીઓ, હથીઆરતો લીઓ;
કમર કસી ઉપર ધસી, રક્ત તો પીઓ
બખતરો પેહેરો બખતરો પેહેરો
જુદી પાડી રૂક્ષમણીને શત્રને ઘેરો

**બેત**

**શીશુપાલ**—કપાઈ ગયું નાક મારૂ, ક્રષ્ણે કરયું નઠારૂ
સૈન્ય સૌ તૈયાર થાઓ; ક્રષ્ણની પાછલની જાઓ

**બેત**

**રૂકનૈયો**—ક્રષ્ણ તું કહાં ગયો, ઘડીકમાં અલોપ થયો
હરીને મારી બેનને, મારીને તેના સૈયનને
જો હું તેને પાછી લાવું, તો આ શેહરમાં આવું

**બેત**

**બલભદ્ર**—બકેછે શું બે બાકલો, ન થાઈશ જરા આકલો
ઊભોછું લડાઈને, મરીશ તું અથડાઈને

**બેત**

**રૂક્ષ્મણી**—બહુ થયું પતી મારા છે એ મારો ભાઈ
સબંધીએ તમારો થયો, દયા કરો કાંઈ

**બેત**

**બલભદ્ર**—ક્રષ્ણ તમે સાંભલો કહુંછું એક વાત
સજો થયો રૂકમયો હવે ન થાય ઘાત

કૃષ્ણ—તું મારી પ્યારી હવે થઇ મારી, સ્તુતી
સુણીછે મેં હવે તારી;
નગ્રી અમારી છોડી દઇને, આવ્યો હું વરવા બાંધવ લઇને
ચાલો પ્યારી હવે દવારકા જઇએ, વ્રતાંત
સરવે જાદવો ને કહીયે, તું મા

## સમાપ્ત

---

ખાસ કસ્તુરાવંતીના નાટકનાં ગાયનો

માતાજીની આરાધના

માતાજી સરશ્વતિ મને સહાય કરોરે,
શેવક છું તમારો, આશરો મને તારો મા ૧
અખુટ ખજાનોરે, મુકયોછે મજાનોરે;
તમેછો અશરણા શરણી, કરી શકે કોણ ગુવરણી,
ખરે ખરાછે શુખ કરણી, મારૂં દુઃખ હરોરે, મા ૨
ચાર આશન તમારૂંરે, શોભીતું વાહન સારૂંરે
આ તુરીમાં નહી ખામી; થઇ શકે નકો સામી
અવીચલ નામી, દેશ દેશ ફરોરે, મા ૩
પ્રખ્યાતી થઇ સારીરે, ઉલત મેં દીલ ધારીરે
શેવા કીધી તમારી, રાખજો આબરૂ મારી
એવું દીલ ધારી મારા કામ સરોરે, મા ૪
શેવન કરૂ તમારૂંરે સહાય થશો એવું ધારૂંરે
નાટક કરવા મન કીધું, આરાધનામાં નામ લીધું
આશામાં કામ થાય સીધું, લેહેરી કર ધરોરે મા ૫

(રાજ સભા બેસેછે તેમાં ગાનારા ગાયન કરેછે)

પુત્ર પ્રાપ્તી વીશે કવીતા

પેઢી દર પેઢીનું નામ ગયું; એતો કુલમાં જનમ્યો
છેલોરે, પુત્ર વીના
ધન દોલત માલ ખજાનો, એતો ભરીયા ઝાઝારે
હથીહાર, હાથી, ઘર ઘોડારે. તેતો કોને જાશેરે
સંતાન વીનાના પંડે ચાલ્યા, તેનો ધણી કોણ થાશેરે;
પુત્રવીના
નર્કુ નિવાસ તેનો થાશે વાતે વેદ એમ વરતેરે;
ઘણાં ગયાને ઘણાં જાશે, કઇક વાંઝીઆ સુત સુ૧
કરતેરે પુત્રવીના

## રાગ ગજલ

અરે ઇશ્વર કૃપાલુ તું, આશક થઇછું આપર હું
સુતો નહીં નીંદથી જાગે, કામનો ક્રોધ ઘણો ભાગે ૧
હવે જાગો સ્વામી મારા, ઊગોછે ભાણ છુપા તારા;
મંદીર મારે ચાલો પ્યારા, શીરના તાજછો મારા, ૨
ગાયન તરફ નથી જોતો માટે
કહયું નથી માનતો મારૂં, ભુડું થશે પલમાં તારૂં,
સાંભલ દઉંછું શ્રાપ તુજ રાણી, વિયોગે જાશે વેરાણી;

## શોરઠ

પતીનું કહ્યું ન માને તે નાર ભુંડી,
લોકોમાં ગેર આબરૂ મતી થાપ કુડી
ફટ ફટ થાય બહુ શું તેની વાત કહું, ધિકારે તેને સૌ
થાય દુઃખી ભારી,

માનશે નહી તેના આ હાલ થશે, લૈંડ઼ગી જુઓ
તેના અવગણ ગવાશે

## રાગ હોરી

મને આજ મહ્યુંકે સ્વપન, રાજાજી, બાગ મદીરમાં
જયારે હુ સુતો, મને, તે સ્વપન માં મેં રાણી
દીઠી, બીજો દીઠો ગ્ ન, રાજાજી
સાત વરશનો સુંદર શોહામણો, ગોયા તુપ લોચન;
રાજાજી
રસીઆત ભરેલી રાણી પાણ સાથે, પ્રફુલીત જેનુ
મન; રાજાજી
સહીત સામગ્રી નગરીમાં દેખું, અતો જોઇ શુભ લગ્ન;
રાજાજી

## રાગ જોગી

**વનદેવી**—મુસાફર મારગ મુકી; શુંવ ગયા છોરે ચુકી;
તમે બને દીશાએરે બેસા, કઇ દાશાએ જશો એકલા
મુશકલ મારગે મુઝશો નહી; એમ નહીં મુલે કસ્તુરાવંતી
માટે કહ્યું જો માનો મારૂ, હુ હમેશ ઇછુ છઉ સારૂં
વનદેવીછે મારૂં નામ, જંગલમાંછે વિશ્રામ
ઉતરમાંછે કાષ્ટનો દેશ, તેમાં એકનો મુગુટ વેશ;
જેને એક વીમાનછે સાર, તે તો સાગર પાર;
જયાં દેખશો સુંદર ગામ, ત્યાં તો થાશે તમારૂં કામ;

## ગઝલ

આનદ થયો આજરે કસતુરાવંતી વર પામી
માગા આવે મુલક મુલકના, કસતુરાવંતીને કાજ રે

માત પીતા તેનો વીનવે, પણ તે તોપાડે નાયરે
ઓલા ભવનો સવામી જોઓ, ન બી જાથી પધારરે;
વાટ જોઇને વરશ ગુમાવ્યા, પછે મલ્યા ભરથારરે
ફકીર થઇને ફાંફા મારે, ગલી ગુચી મોજારરે
હંસા હંસા કરી પોકારે, પુર્વ જનમની નારરે
ખરાસ રાયની સાથે, ઓલા ભવની પ્રીતરે
વરત લઇને વરવા બેઠી, પતીવંતાની રીતરે

## રાગ ઠુમરી

પરસુ પરસુ પીયાકે જોગે, દીન બીત ગએ બરસુ બરસુ
મેંતો ઠાડી અટાપે જાય ચડું, મુખ દેખનકુ નીતહી તરસુ

## રાગ દાદરા

બગીયા જોવા ચાલો મારા પ્યારારે
આ બાગમાં ફુલ ખીલ્યાછે, છુટી રહ્યાછે ફુવારારે
ત્રણ સવાલનો જવાબ વાલ્યો, હવે થયાછો મારા
પ્યારારે, બગીચા
આરે આસનપર આપ બીરાજો, આતો નોકરોછે
તમારોરે બગીચા
જોબન મારૂં જોર કરેછે, તેતો જાણોછો મારા
પ્યારારે, બગીચા

## રાગ ભેરવી.

મોહન રસીયા આએ બગીંચામે, ખીલ રહી સબ
કલી કલી; મોહન
એક કલી હર નામ પુકારે, વાલી દુસરે પોકારે
અલી અલી; મોહન

લીંબુ નરંગી ઓર સીતાફલ, ચંપેલીકી બેલ
ચલી, મોહન; ૩
ચંદ્રમા સરખું મુખછે એનુ, વારી મુગટ મસીકે
જાય ભલી, મોહન; ૪
ભાગ ઉદય ચંદ્ર મુખી તણુ જાણુ, મોહન; ૫

## છેલ્લી સલામ

આરય ગુજર નાટક મંટળી કરેછે સલામ,
ગુજરાતીમાં પેહેલ કરી બાહાર પાડયું નામ,
ઉતેજન મલશે અમને આશાછે એવી,
દીન પર દીન વધતી જશે થાશે જોયા જેવી,
શુભ કામમાં સહાય થઇને ન આપી મદત સારી,
તસદી લઇને આપ પધારયા મંડળી થઇ આ ભારી.

સમાપ્ત.

## સુચના.

આ ચોપડી નીચલે ઠેકાણેથી મલશે :—

મુમાદેવી.—જેશંકરામ મુકંદની દુકાનેથી.

ગણેશવાડીને નાકે.—બાલકૃશ્ણ લક્ષ્મણ બુકસેલર પાસેથી મલશે.

---

## વધુ ખબર.

દેશાવરથી વેચવા માટે મંગાવનારને પોણે ભાવે.

ઠેકાણું કોટ હોલીચકલો.